સ્ટાંપવાળી તમોએ બીડી મોકલી તેના દર રૂા ૯૯૯ાાા
ઉધાર દેસાઈ જોગીભાઈ શકરજી સુદ ૭

---

૪૭૦૦)

ૐ

શ્રી ૧ા

તારીજ — ૭

૦)૧ા શ્રી ગણેશાચ નમ
૨૪૯૬ાાા= શા રામજી ભગવાન તલાજાવાળાને ખાતે જમા સુદ ૨ બા હુંડી ૧ રૂા ૨૫૦૦) ની તમોએ મુબઇની બીડી મોકલી તેના

૭———

૩)= વટાવના
૩૪૯૬ાાા= બાકી નક્કી
૧૧૯૮ાાા= પા કેશવલાલ હીરાલાલ વીરમગામ વાળાને ખાતે જમા સુદ ૩ બા હુંડી ૧ રૂા ૧૨૦૦)ની મુબઈની તમોએ બીડી મોકલી તેના

૭———

૧ાા- વટાવ સ્ટાપ
૧ાા ૦)-
૧૧૯૮ાાા= બાકી નક્કી.

૨૫૦૦) દેશાઈ પરાગજી સુરભાઈ કુા૦ મુબઇવાળાને ખાતે ઉધાર સુદ ૩ બા હુંડી ૧ રૂા ૨૫૦૦) ની મુબઈની તમોને બીડી મોકલી તેના
૧૧૯૯। શા માણેકચદ કપુરચંદ ના ખાતે ઉધાર સુદ ૪ બા હુંડી ૧ રૂા ૧૨૦૦) ની તમોએ વેચાણ લીધી તેના

૭———

૦ાા વટાવ
૧૧૯૯ા બાકી
૯૯૯ાાા= દેશાઇ જોગીભાઈ શકરજીના ખાતે ઉધાર સુદ ૭ બા હુંડી ૧ રૂા, ૧૦૦૦) ની તમોએ વેચાણ લીધી તેના

૭———

૦ા- વટાવ
૯૯૯ાાા= બાકી.

૯૯૮ાા બાકી
શા. નગીનચંદ પ્રીજ-
ભુખણદાસ અમદાવાદ-
વાળાને ખાતે જમા
સુદ ૭ બા હુંડી ૧
રૂા ૧૦૦૦) મુંબઈની
તમોએ બીડી આપીનેના

૧ા વટાવ
પાાક્ર શ્રી વટાવ ખાતે જમા

૪૭૦૦)

૧)– શ્રી વટાવ ખાતે ઉધાર

૪૭૦૦)

ઘણાજ ઉપર પ્રમાણે માસ આખરે તારીજ બાધે છે, અને કેટલાક દરરોજ ઉપર પ્રમાણે હુંડી નોધી તેની [illegible] જમા ખર્ચ નાખે છે

ટીપ ૧ કમીશન એજન્ટો આ પ્રમાણેની હુંડી વહી રાખે છે, કારણ કે કમીશન એજન્ટોને બહારગામથી ઘણીજ હુંડીઓ આવે છે, તેમાથી જેટલી વેચવી હોય તે તે વેચી દે છે અને જે મુબઇ બીડવી હોય તે બીડી મોકલે છે અને જો પોતાનાજ ગામની હુંડી હોય તો દેખાડ કરી તેના નાણા મળે ત્યારે બારોબર મેળમાજ જમે કરે છે.

૨ કોઇને હુંડી વધારે લખવાની કે વધારે લેવાની હોય છે, અને કોઇને ત્યા હુંડી વધારે આવેલી હોય છે તો જેને જેવો વહીવટ તે પ્રમાણે હુંડી વહી રાખે છે, અને જેમને ત્યા દરરોજની હુંડીનો વહીવટ નહીં હોય તો તેઓ હુંડીવહી રાખતા નથી, પણ મેળમાજ જમા ખર્ચ નાખે છે, અથવા તો હુંડીના રૂા મળે તે મેળમા જમા કરે છે, અને આપે તે મેળમા ઉધારે છે

## હુંડીની નોંધ,

હુંડી નોધ એટલે હુંડીની વિગતવાર યાદી કરી લેવી તે

૧ મુબઈવાળાઓ કે જે કમીશન એજંટો અગર હુંડીનો વેપાર

## જવાબ.

[redacted] હુંડીના નાણાં પટેલ કલ્યાણજી વિઠ્ઠલભાઇ ઠે૦ પાચધુની[redacted]ર વાળા જોગ ભરજો

સ્ટાંપ

વી૦ દેશાઇ નીછાભાઈ ગુલબભાઇ જત આ હુંડી દેશાઈ

૦)-

રણછોડછોડજી ગોવિંદજીને વેચી છે, સહી દા પોતે

શ્રી ૧ા



નંબર ૩૧૧

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને શ્રીમાન્ દેશાઈ પરાગજી શુરભાઈ કુ૦ જોગ શ્રી અમદાવાદથી લી શા૦ મોહનદાસ કરમચંદના પ્રેમયુકત યથાઘટીત જત અત્રેથી રાખ્યા દેશાઇ દયાલજી નાનુભાઈ પાસેથી રૂા ૨૦૦૦) અંકે બે હજાર એક હજારમીં અમણા લીધા તે શાહ વેપારી જોગ, મુદત તુરત [redacted]ણા હુંડીની રીતના અથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો નિશાની એ જે કાગળ મધ્યે લખીશું એજ કામકાજ, સાલ

૧૯૭૭ના માગસર વદ ૨ ને વાર સોમ તા ૨૭ માહે ડીસેમ્બર સને ૧૯૨૦ દા પોતે

(રૂા૦ ૨૦૦૦) રૂપીઆ પાચશોથી ચોગણા પુરા કરી આપજો.

૨×ગો હુ નો પા ૧૭ દેખાડ માગસર વદ ૪

વસુલ પા કલ્યાણજી વિઠુલભાઈ જત આ હુડીના નાણા ભરી પુરા પામ્યા છે

શ્રી પાચ દેસાઈ પરાગજી સુરભાઈ કુ૦

મુબાઈ

ઠે૦ તાબાકાટા

લખી અમદાવાદથી શા
મોહનચંદ કરમચંદની
શાહજોગ તુરતની લખી
મીતી વદ ૨ ની તમોએ
બીડી મોકલી તેના-

૦—————

૧ા વટાવના
૧૯૯૮ાા બાકી તે ઉધાર
દેશાઈ રણછોડજી ગોવિંદજી

———

૧૯૯ાા

# હુંડી વેચાણ લેનાર

## દેશાઇ રણછોડજી ગોવીંદજી ચામલસાડવાળાનો મેળ

શ્રી ૧ા

શાલ ૧૯૭૭ના માગસર વદ ૩ને વાર ભોમ તા ૨૮–૧૨–૨૦

જ—————ઉ—————

૦)૧ા શ્રી ગણેશાય નમ
૧૯૯૮ાા દેશાઇ નીછાભાઈ ગુલા-
બભાઇના ખાતે જમા
હુડી ૧ રૂા ૨૦૦૦)નો તમોએ
વેચાણ આપી તેના ઉધાર
પા કલ્યાણજી વીઠ્ઠલભાઇ
મુબઇવાળાને ખાતે

૦———

૧ા વટાવના
૧૯૯૮ાા પ્રાકી
૧ા શ્રી વટાવ ખાતે જમા
હુડી રૂા ૨૦૦૦)ના વટા-

૨૦૦૦) પા કલ્યાણજી વિઠ્ઠલભાઈ
મુબઇવાળાને ખાતે ઉધાર
માગસર વદ ચોથ બા
હુડી ૧ રૂા ૨૦૦૦) ની
મુબઇના દેશાઇ પ્રાગજી
સુરભાઇ કુા૦ ઉપરની
નબર ૩૫૧ ની લખી
અમદાવાથી શા મોહ-
નચદ કરમચદની શાખા
દેશાઇ દયાળજી નાનુ
ભાઇની તુરતની શાહ
જોગ લખી મીતી વદ

| | |
|---|---|
| ૬ના હા નીછાભાઈ ગુલાબભાઈ | ૨ ના રોકડા |
| | ૧ા જમે વટાવ ખાતે |
| | ૧૯૯૮ાા જમે દેશાઇ નીછાભાઇ ગુ-લાબભાઇ |
| ૨૦૦૦) | ૨૦૦૦) |

# હુંડી દેખાડ કરનાર

## હુડી નોંધ પાનું ૧૭

શ્રી ૧ા

**શાલ ૧૯૭૭ના માગસર વદ ૪ ને વાર ગરેઉ તા. ૨૯-૧૨-૨૦**

જ

૨૦૦૦) દેશાઇ રણુછોડજી ગોવીદજી અમલસાડવાળાને ખાતે જમા બા હુડી ૧ રૂા ૨૦૦૦) ની દેશાઈ પરાગજી સુરભાઈ કુા૦ ઉપરની લખી અમદાવાદથી શા૦ મોહનચદ કરમચદ ની રાખ્યા દેશાઈ દયાળજી નાનુભાઇ નબર ૩૫૧ ની તુરતની શાહજોગ લખી મીતી વદ ૨ ની સ્ટાપવાળી

---

પા કલ્યાણજી વીઠુલભાઇ મુબઈવાળાનો મેળ

શ્રી ૧ા

**શાલ ૧૯૭૭ ના માગશર વદ ૬ને વાર શુક્ર તા. ૩૧-૧૨-૨૦**

| જ | ઉ |
|---|---|
| ૨૦૦૦) દેશાઈ રણુછોડજી ગોવીદજી અમલસાડવાળાને ખાતે જમા વદ ૪ બા. હુડી ૧ રૂા ૨૦૦૦) ની દેશાઇ પરાગજી સુ- | |

રભાઇ કું ઉપરની હુંડી
નો પાં ૧૭ હા
નાનાભાઇ
૧) શ્રી વ્યાજ ખાતે જમા
હા દેશાઈ પરાગજી
સુરભાઈ કું૦

———

૨૦૦૧

## હુંડી શીકારનાર.

### હુડી નોંધ પાનું ૨૧

શ્રી ૧।

**શાલ ૧૯૭૭ના માગસર વદ ૪ ને વાર ગરેઉ તા. ૨૯-૧૨-૨૦**

ઉ

૨૦૦૦) પા કલ્યાણજી વિઠ્ઠલભાઇ ઠે તાબાકાટા મારવાડી રામ નારાયણ બળદેવના માળામા ત્રીજે દાદરે હુંડી ૧ રૂા ૨૦૦૦)ની લખી અમદાવાદથી શા મોહનચદ કરમચદના રાખ્યા દેશાઈ દયાળજી નાનુભાઇ નબર ૩૫૧ની તુરતની શાહજોગ લખી મીતી માગસર વદ ૨ રે પા. ૨૧૧

દેશાઇ પરાગજી સુરભાઇ કું૦ મુંબઇ

શ્રી ૧।

**શાલ ૧૯૭૭ના માગસર વદ ૬ને વાર શુક્ર તા ૩૧-૧૨-૨૦**

| જ | ઉ |
|---|---|
| ૨૦૦૧) શ્રી પુરાત બાકી | ૨૦૦૦) શા મોહનદાસ કરમચદ અમદાવાદવાળાના ખાતે ઉધાર માગસર વદ ૮ બા હુંડી ૧ રા ૨૦૦૦) ની લખી તમારી હમારા ઉપરની રાખ્યા દેશાઇ |
| ૨૦૦૧) | |

દયાળજી નાનુભાઇ નંબર ૩૫૧ની તુરતની શાહજોગ લખી મીતી વદ ૨ ના નાણા પા કલ્યાણજી વીઠુલભાઇને ભર્યા હા નાનાભાઇ

૧) શ્રી વ્યાજ ખાતે ઉધાર હુડી રૂ. ૨૦૦૦) ના

---

૨૦૦૧)

## ઉધાર હુંડીઓના જમા ખર્ચ વિષે.

૧. હુડી લખનાર જેના ઉપર હુડી લખે તેને ખાતે જમા કરે અને જેને લખી આપે તેને ખાતે ઉધારે

૨. હુડી રાખ્યાવાળો જેની પાસે લખાવે તેને ખાતે જમા કરે અને તે હુડી જેને બીડી મોકલે તેને ખાતે ઉધારે

૩ હુડી વેચાણ કરનાર જેણે હુડી બીડી મોકલી હોય તેને ખાતે જમા કરે અને જેને વેચાણ આપે તેને ખાતે ઉધારે

૪ હુડી વેચાણ લેનાર હુડી જેની પાસેથી વેચાણ લીધી હોય તેને ખાતે જમા કરે અને જેને બીડી મોકલી હોય તેને ખાતે ઉધારે

૫ હુડી દેખાડ કરનાર જમા ખર્ચ નાખતો નથી પણ હુડી નોધમા નોધી રાખે, અને જ્યારે નાણા મળે, ત્યારે જેણે હુડી બીડી મોકલી હોય તેના ખાતે જમા કરે છે જુઓ પાનુ ૫૩

૬ હુડી શીકારનાર જમા ખર્ચ નાખતો નથી પણ જેણે હુડી દેખાડ કરી હોય તેનુ નામ, ઠામ, હુડી નોધમા [illegible]

ભરે છે તે દીવસેજ લખનારને ખાતે ઉધારે છે. જુઓ પાનું ૫૪

૭ રોકડી હુંડીના નાણા આપે તો ઉધારે છે અને નાણા મળે તો જમા કરે છે

૮ હુંડીનો વટાવ જેને ગરજ (જરૂર) હોય તે આપે છે અને પોતાની વતીની હુંડી હોય તો વટાવ ખાતે કે હુંડીઆમણ ખાતે લખે છે અને બીજાની વતીની હોય તો વટાવ તેમના ખાતે લખે છે



# નિત્ય કર્મ

## માનવ સમાજના નિયમ.

(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જણાય છે, તે સર્વનુ આદિમુળ પરમેશ્વર છે

(૨) ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર સર્વશકિતમાન્, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમ્મર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે એવા ઈશ્વરની ઉપાસના કરવી યોગ્ય છે

(૩) ચાર વેદો સત્યવિદ્યાના પુસ્તકો છે વેદનુ ભણવુ, ભણાવવુ અને સાભળવુ, સભળાવવુ એ સર્વ મનુષ્યોનો પરમ ધર્મ છે

(૪) સત્ય ગ્રહણ કરવામા અને અસત્યને છોડવામા હમેશા તૈયાર રહો

(૫) સર્વ કામ ધર્માનુસાર એટલે સત્યાસત્યનો વિચાર કરીને કરવા જોઇએ

(૬) સસારમા ઉપકાર કરવો, એ સર્વે આર્ય પુરૂષોનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ એટલે કે શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી જોઇએ

(૭) બધા સાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર યથાયોગ્ય વર્તન થવુ જોઇએ

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃધ્ધિ કરવી જોઇએ

(૯) પ્રત્યેકે પોતાની ઉન્નતિથી સતુષ્ટ રહેવાનુ નથી પણ સર્વની ઉન્નતિમા પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સર્વ મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પ્રત્યેક હિતકારી નિયમમાં સર્વ સ્વતંત્ર રહેવું જોઇએ.

# ओ३म्

આ પુસ્તકમાં ઘણીવાર મંત્રની શરૂઆતમાં વપરાએલો ઓ૩મ્ કે ઓ શબ્દ આવે છે તે પરમાત્માના નામોનું શ્રેષ્ટ નામ છે. તે ત્રણ અક્ષર મળીને બનેલો છે તે દરેકના અર્થ નીચે મુજબ છે, ત્રણ અક્ષર આ છે–અ, ઉ, મ્

अ=સર્વ પ્રકાશક, રાજરાજેશ્વર સર્વનિયન્તા, જ્ઞાનસ્વરૂપ સર્વ વ્યાપક, સર્વને આશ્રય દેનાર, સર્વ બ્રહ્માંડમાં વ્યાપક પરમાત્મા

उ=સૂર્ય, ચંદ્ર વગેરે પ્રકાશિત ચીજોને ગર્ભમાં રાખનાર અનન્ત બળવાન્ સર્વને ધારણ કરનાર, સ્વયં પ્રકાશક, બીજામાં પ્રકાશ પ્રેરનાર ઈશ્વર

म्=સર્વ શક્તિમાન્ ન્યાયકારી, અનંત ઐશ્વર્યયુક્ત, નાશરહિત, જ્ઞાનસ્વરૂપ સર્વજ્ઞ પ્રભુ



# નિવેદન.

પ્રિય ભાઈઓ ! બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિક અને સરસ્વતી ગાર્ગેયી, મૈત્રેયી વગેરે સ્ત્રીઓ પણ નિયમિત સધ્યા કરતા હતા તો તેમને પગલે ચાલીને દરેક મોક્ષ ઇચ્છનાર માણુસે દરરોજ સધ્યા કરવી જોઈએ મનુ ભગવાન્ કહે છે કે-'જે સવાર સાજ સધ્યા નથી કરતો તે શુદ્ર સમાન છે, અને તેની સાથે રોટી બેટી વગેરે વ્યવહારો ન રાખવા"

સધ્યાનો અર્થ એ છે કે પરમેશ્વરનુ જેમા સારી રીતે ધ્યાન કરાય તે સધ્યા શુધ્ધ એકાત જગામા અદર અને બહારથી શુધ્ધ થઈ સવારે અને સાજે પ્રેમપૂર્વક સધ્યા કરવી પ્રથમ જલાદિથી બહારની શુદ્ધિ કરી, સત્ય વડે મનને પવિત્ર કરી, કામ ક્રોધ લોભ વગેરે થોડા વખતને માટે પણ ત્યાગ કરી અતરની શુદ્ધિ કરી લેવી આ રીતે સધ્યા કરવાથી મન પવિત્ર, પ્રસન્ન અને નિર્મળ થશે પાપો તરફ તિરસ્કાર છુટશે બળ, બુદ્ધિ, અને આરોગ્યતા વધશે અને જગત્પિતાની કૃપાથી દુર્ગતિ

સધ્યા કર્યા બાદ હવન (હોમ-યજ્ઞ) કરવો જોઈએ દરેક પોતાની સ્થિતિ મુજબ ખર્ચ કરવાનો છે

અગ્નિમા ઘૃત વગેરે હુતદ્રવ્યો નાખવાથી હવામાના ઝેરી જતુઓનો નાશ થઇ હવા શુધ્ધ થાય છે, હાલમા ફીનાઈલ જેવી પરદેશી દુર્ગધિત દવાનો ઉપયોગ કરી શુદ્ધિ કરવા કરતા આપણી પુરાણી ચાલી આવતી રીત પ્રમાણે આ યજ્ઞ કરીને હવા ચોખ્ખી અને સુગધિત બનાવવી કે જેથી વૃષ્ટિ અમૃત જેવી થાય અમૃત એટલે દરેકે દરેક વનસ્પતિ અને પ્રાણી માત્ર વગેરેને માટે પુષ્ટિકારક જળ વરસે છે ખરેખર જુના વખતમા ઘરેઘર આવા યજ્ઞ થતા હતા તોજ હાલમા ચાલતા ભયકર રોગો પાણીની તગી અને ભુખમરો નહોતો તો હવે હે ! પ્રિય ભાઈઓ અને બહેનો ! જ્યારે જ્યારે ભયકર રોગ અને વૃષ્ટિ નહિ વરસે ત્યારે ત્યારેજ ચકલે ચકલે હવન કરી શાતિ મેળવવા કરતા પાણી પહેલા પાળ બાધવી એટલે દરરોજ હવન કરવો કરાવવો એ આપણો સનાતન ધર્મ છે, તે પ્રમાણે ચાલલા ઈશ્વર સદ્બુદ્ધિ આપો. તથાસ્તુ.

॥ आचमन मन्त्राः ॥

ओ३म् शंनो देवीरभिष्टय आपो भवन्तु पीतये।
शंयोरभि स्रवन्तु नः ॥ १ ॥

**ભાવાર્થઃ**–સર્વનો પ્રકાશક, સર્વને આનંદ આપનાર અને સર્વ વ્યાપક પરમેશ્વર ! મનોવાછિત આનંદને માટે અને પૂર્ણાનંદની પ્રાપ્તિ સારૂ અમને કલ્યાણ કરો, અને અમારાપર સુખની હમેશા વૃષ્ટિ (વરસાદ) કરો, (આ મંત્ર બોલી ત્રણવાર આચમન કરવુ)

अंगस्पर्श मन्त्राः।

ओं वाक् वाक्। ओं प्राण प्राणः। ओं चक्षु चक्षुः। ओं श्रोत्र श्रोत्रम्। ओं नाभिः। ओं हृदयम्। ओं कण्ठः। ओं शिरः। ओं बाहुभ्यां यशोबलम्। ओं करतल कर पृष्ठे ॥ २ ॥

**ભાવાર્થઃ**– હે અંતર્યામિન ! હુ આપની પાસે અરજ કરૂ છુ કે હુ વાણી, પ્રાણ, નેત્ર, કાન, નાભિ, હૃદય, કંઠ, અને માથાવડે શુભ કામો કરૂ, કદી પણ પાપ ન કરૂ એવી સદ્બુદ્ધિ આપી મારા સઘળા અવયવોને કૃપયા યશ અને બળ આપો (આ મંત્ર બોલી દરેક અંગને પાણી વડે સ્પર્શ કરવો)

मार्जन मन्त्रा।

ओं भूः पुनातु शिरसि। ओं भुवः पुनातु नेत्रयो। ओं स्वः पुनातु कण्ठे। ओं महः पुनातु हृदये। ओं जन पुनातु नाभ्याम्। ओं तप पुनातु पादयोः। ओं सत्यं पुनातु पुनः शिरसि। ओं खं ब्रह्म पुनातु सर्वत्र ॥ ३ ॥

**ભાવાર્થ**–હે પ્રાણપ્રિય, ચૈતન્યસ્વરૂપ, દુઃખનાશક, સુખદાયક, સર્વવ્યાપક, આનંદમય સર્વથી મહાન સર્વને પૂજવા લાયક સર્વના પિતા દુષ્ટોને દંડ દેનાર, સર્વને ઓળખનાર, સર્વનુ હિતકરનાર, અને અવિનાશી પરમાત્મન ! તમે અમારા શિર, આંખ, કંઠ, હૃદય, નાભિ, પગ એ સર્વ અંગોને શુદ્ધ કરી બળવાન બનાવો એવી વિનતી કરીએ છીએ. (આ, મંત્ર બોલી દરેક અંગોને પાણીવડે સ્પર્શ કરવુ)

प्राणायाम मन्त्रा ।

ओं भु । ओं भुवः । ओ स्वः । ओं महः । ओं जनः ।
ओं तप । ओं सत्यम् ॥ ४ ॥

પ્રથમ આચમન, ઇંદ્રિયસ્પર્શ, માર્જનાદિ કર્યા બાદ બરાબર સ્થિર ચિત્તે આસન માડીને પ્રાણાયામ કરવા, આથી શરીર તથા મનની શુદ્ધિ થશે

अघमर्षण मत्राः ।

ओ३म् ऋतञ्च सत्यञ्चाभीद्धात्तपसोऽध्यजायत । ततो रात्र्यजायत ततः समुद्रो अर्णवः ॥ ५ ॥

ભાવાર્થ-તેજ ઇશ્વરની અનત શકિત વડે પૃથ્વી અતરીક્ષમા મહા સમુદ્રો પેદા થયા

समुद्रादर्णवादधि सम्वत्सरो अजायत । अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ ६ ॥

તે પછી વર્ષ ઉત્પન્ન થયા અને તે બાદ આખા જગતને વશીભૂત કરનાર પરમેશ્વરે દિવસ અને રાત્રિ ઉત્પન્ન કર્યા

सूर्याचन्द्रमसौ धाता यथा पूर्वमकल्पयत् । दिवच पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥ ७ ॥

વળી તે ઇશ્વરે સૂર્ય, ચદ્ર આકાશ પૃથ્વી વગેરેને પણ પહેલાની માફક સરજ્યા

मनसा परिक्रमा मत्राः ।

ओ३म् प्राची दिगग्निरधिपतिरसितो रक्षितादित्या इषवः । तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो । नम इषुभ्यो नम एभ्यो अस्तु । योऽस्मान् द्वेष्टि य वय द्विष्मस्तंवो जम्भे दध्म ॥ ८ ॥

ભાવાર્થ-પૂર્વ દિશાનો રાજા સર્વજ્ઞ, બધન રહિત, સર્વ જગતના સ્વામી, સર્વ પ્રાણીમાત્રનુ રક્ષણ કરનાર ઇશ્વર છે. તેને આવા ગુણવાળો હોવાથી "અગ્નિ" કહયો છે ઇશ્વરના રચેલા પદાર્થો જગતની રક્ષા કરે છે અને પાપીઓને બાણોથકી પીડા દે

છે, તેમને અમારા નમસ્કાર છે એટલા માટે કે જે પ્રાણી અજ્ઞાનથી અમારો દ્વેષ કરે છે અને જે અજ્ઞાનથી ધાર્મિક પુરૂષનો તથા પાપી પુરૂષોનો અમે દ્વેષ કરીએ છીએ, તે સર્વની બુરાઇને તે બાણરૂપી કિરણો દગ્ધ કરી દે છે, જેથી કે કોઇ સાથે અમે લોક વેર ભાવ ન કરીએ અને કોઈ પણ પ્રાણી અમારાથી વેર ન કરે અને અમે લોક પરસ્પર મિત્રભાવથી વર્તીએ

ओ३म् दक्षिणा दिगिन्द्रोऽधिपतिस्तिरश्चिराजी रक्षिता पितर इषवः । तेभ्यो० ॥ ९ ॥

**ભાવાર્થ**—દક્ષિણ દિશાનો અધિપતિ પૂર્ણ ઐશ્વર્યવાળો ઇંદ્ર છે જીવ જંતુઓથી રક્ષા કરનાર તેજ ઈશ્વર છે એના બાણ તે જ્ઞાની લોક છે તેવા ઈશ્વરને અમારા નમસ્કાર છે

ओं प्रतीची दिग्वरुणोऽधिपतिः पृदाकु रक्षितान्न मिषव । तेभ्यो० ॥ १० ॥

**ભાવાર્થ**:—પશ્ચિમ દિશામા પરમેશ્વર વરૂણ રૂપે રહી વિષધારી પશુઓથી અમારૂ રક્ષણ કરે છે વળી તે અમારા પ્રાણોનુ અન્ન મારફતે રક્ષણ કરે છે તે ઈશ્વરને નમસ્કાર છે ( બાકીનુ પહેલાની માફક )

ओ उदीची दिक् सोमोऽधिपति स्वजो रक्षिता शनिरिषवः । तेभ्यो ॥ ११ ॥

**ભાવાર્થ** ઉત્તર દિશામા શાંત સ્વરૂપ પરમાત્મા બિરાજે છે તે અજન્મા અને રક્ષક છે વિજળી મારફતે અમારા પ્રાણની રક્ષા કરે છે તથા રૂધિરમા નિયમિત ગતિ ચાલૂ રાખે છે તે ઈશ્વર ને૦

ओ ध्रुवा दिग्विष्णुरधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषव । तेभ्यो० ॥ १२ ॥

નીચેની દીશામા આપ વ્યાપક સ્વરૂપ છો લીલા રંગવાળા વૃક્ષો તમારી ગ્રીવા (ગરદન) છે સર્વ વનસ્પતિ તમારા બાણો છે. તેવા ઈશ્વરને૦

ओं उर्ध्वादिग् बृहस्पतिरधिपतिः श्वित्रो रक्षिता वर्षमिषव । तेभ्यो ॥ १३ ॥

ઉપરની દિશામા પરમેશ્વર પાણીના સ્વામી તરીકે છે તેનાં બાણો વરસાદ છે. વળી તે અમારૂ રક્ષણ કરે છે અમારા ખેતરોમા લીલાલ્હેર કરી મૂકે છે તેવા ઇશ્વર ! તમને અમારૂ નમન છે

उपस्थान मंत्राः ॥

ओं उद्वयं तमसस्परिस्वः पश्यन्त उत्तरम् । देव देवत्रा सूर्य मगन्मज्योति रुत्तमम् ॥ १४ ॥

ભાવાર્થ: હે મહાદેવ ! સર્વ અધકારથી અલગ પ્રકાશ સ્વરૂપ, પ્રલયની પછી પણ રહેનાર, દેવોનો પણ દેવ, પ્રકાશ કરવાવાળામા પ્રકાશક, ચરાચરના આત્મા, જ્ઞાન સ્વરૂપ અને સર્વ શ્રેષ્ઠ આપને જાણીને અમે આપને શરણે આવ્યા છીએ રક્ષા કરવી આપના હાથમા છે

ओ३म् उदुत्यं जातवेदस देवं वहन्ति केतवः । दृशे विश्वाय सूर्यम् ॥ १५ ॥

ભાવાર્થ:-જેનાથી ચાર વેદ ઉત્પન્ન થયા છે જે સર્વ દેવનો દેવ અને જગતનો પ્રકાશક છે, જેને વેદ સર્વ ચીજોનો નિયામક ગણે છે તે વિશ્વના આત્મરૂપ અતર્યામી પરમાત્માની અમે ઉપાસના કરીએ, બીજા કોઇની પણ નહિ

ओं चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरूणस्याग्ने । आप्राद्यावा पृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च स्वाहा ॥ १६ ॥

પ્રાણી અને જડ જગતનો જે આત્મા છે, જેસુર્ય અને બીજા સર્વને બનાવનાર તથા પોષનાર છે, જે રાગ દ્વેષ રહિત મનુષ્ય તથા સુર્ય લોક અને પ્રાણના ચક્ષુનો પ્રકાશ કરનાર છે જેઅદ્દભૂત સ્વરૂપ રૂપે વિદ્વાનોના હૃદયમા સદા પ્રકાશિત રહે છે, જે સર્વ મનુષ્યના [illegible] તેમ

બળ છે તેપરમેશ્વર અમારા હ્રુદયમાં યથાવત્ પ્રકાશિત રહો

ओं तच्चक्षुर्देव हितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरद' शतं जीवेम शरदः शतं शृणुयाम शरद शत प्रब्रवाम शरद, शतमदीना· स्यामशरद शत भूयश्च शरद' शतात् ॥ १७ ॥

જે બ્રહ્મ સર્વનો દ્દષ્ટા, ધાર્મિક વિદ્વાનોનો પરમહિતકારક, તથા સર્વ કાળમા એકજ સ્વરૂપે રહેનાર, જગત્નો ઉત્પન્ન કરનાર પરમેશ્વર છે તેપરમેશ્વરની અમે સો વરસ સુધી ઉપાસના કરીએ અને તે માટે અમે સો વરસ સુધી જીવીએ ત્યા લગી સાભળીએ બોલીએ, અનેત્યા સુધીકોઇને પણ આધીન રહીએ નહિ તે પરમેશ્વરની આજ્ઞાપાલન અને કૃપાથી સો વર્ષ સુધી અરે તે ઉપરાત પણ અમે લોક જીવીએ, સાભળીએ અને તમારી આજ્ઞા બીજાને સભળાવીએ, તથા સ્વતત્ર થઈએ એટલે આરોગ્ય શરીર દૃઢ ઇદ્રિય, શુધ્ધ મન અને આનદી આત્માસદા રહે

## गायत्री मंत्रा ॥

ओ३म् भूर्भुव स्व । तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्यधीमहि ! धियो यो न प्रचोदयात् ॥ १८ ॥

સર્વ જગતનો ઉત્પન્ન કરનાર ઐશ્વર્ય આપનાર, સર્વના આત્માને પ્રકાશ દેનાર, સર્વ સુખનો દાતા, અને અત્યત ગ્રહણ કરવાલાયક, શુધ્ધ વિજ્ઞાન સ્વરૂપ મુકિતનો દાતા સર્વ વ્યાપક પરમાત્માને અમે હમેશા પ્રેમ અને ભકિતથી નિશ્ચય કરીને પોતાના આત્મામા ધારણ કરીએ કારણ કે તે અમારી બુધ્ધિઓને કૃપા કરીને સર્વ ખરાબ કામથી દુર કરીને સદા ઉત્તમ કામોમા પ્રવૃત થવાની બુધ્ધિ આપે છે

## नमस्कार मंत्रा ॥

ओं नम शम्भवायच मयोभवायच नम शंकरायच मयस्कराय च नम शिवायच शिवतरायच ॥ १९ ॥

જે સુખ સ્વરૂપ સસારના ઉત્તમ સુખોને આપવાવાળા, કલ્યાણના કર્તા, મોક્ષ સ્વરૂપ, ધર્મ યુકત કામોને કરવાવાળા, પોતાના ભકતોને

સુખ આપનારા, ધાર્મિક બનાવનારા,અત્યંત મંગલ સ્વરૂપ, ધાર્મિક મનુષ્યના મોક્ષ દાતા છે, તે ઇશ્વરને વારવાર નમસ્કાર કરૂ છુ. (આટલે સુધીનીસધ્યા વિધિ થયા બાદ નીચેના મત્રો પ્રાર્થનાના બોલવા અને પછીથીજ હુવન કરવો)

प्रार्थना मंत्रा' ॥

विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रंतन्न आसुव ॥ २० ॥

હે સકલ જગતના ઉત્પાદક ! સર્વ સુખદાતા પરમેશ્વર દેવ ! તમે અમારા સપૂર્ણ દુર્ગુણ, દુર્વ્યસન, પાપ, દુષ્ટ સકલ્પ અને દુખોને દૂર કરો, અને જે કલ્યાણકારક ગુણ, કર્મ, સ્વભાવ અને સ્વભાવ અને પદાર્થ હોય તે સર્વ અમને આપો

ओं हिरण्य गर्भ समवर्तताग्रे भूतस्य जात पतिरेक आसीत्। सदाधार पृथिवींद्यामुतेमा कस्मै देवाय हविषा विधेम ॥ २१ ॥

જે સ્વ પ્રકાશ સ્વરૂપ છે, જેણે સૂર્ય ચદ્રાદિ ઉત્પન્ન કર્યા છે, જે સર્વ જગતનો ચેતન સ્વરૂપ ધર્તા છે તે સુખરૂપ શુદ્ધ ઇશ્વરની અમે ભક્તિ કરીએ

ओं य आत्मादा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवा यस्यच्छायाऽमृतं यस्य मृत्यु कस्मै देवाय हविषा विधेम् ॥ २२ ॥

જે આત્મજ્ઞાનનો, શરીર આત્મા અને સમાજનો, બળનો દાતા, સર્વનો ઉપાસ્ય, સર્વનો આશ્રય દાતા, સુખરૂપ, સકલ જ્ઞાનનો દાતા પરમાત્મા છે તેની અમે ભક્તિ કરીએ

य प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतोबभूव । यईशेऽअस्यद्विपदश्चतुष्पद कस्मै देवाय हविषा विधेम ॥ २३ ॥

પોતાના અનત મહિમા વડે પ્રાણી કે અપ્રાણીમા પણ વિરાજનાર સર્વ પ્રાણી માત્રના અદ્ભુત શરીરની રચના કરનાર સુખ સ્વરૂપ ઇશ્વરની ભક્તિ કરીએ તથા તેના કાયદા પ્રમાણે વર્તીએ.

येन द्यौ रुग्रा पृथिवी च दृढा येन स्व स्तभितं येन नाकः
यो अन्तरिक्षे रजसो विमान कस्मै देवाय हविषा विधेम॥ २४ ॥

જે ઇશ્વરે તીક્ષ્ણ સ્વભાવવાળા સૂર્યાદિને, દૃઢપૃથ્વીને સુખ અને દુઃખ રહિત મોક્ષને ધારણ કર્યા છે જે સર્વનો નિર્માતા છે તે ઇશ્વરની અમે પ્રાર્થના કરીએ

प्रजापते नत्वदेतन्यन्यो विश्वा जातानि परिताबभूव।
यत्कामास्ते जुहुमस्तन्नोऽअस्तु वयं स्याम पतयो रयीणाम्॥ २५ ॥

સર્વ જડ ચેતનાદિના સર્વોપરિ, સર્વ શક્તિમાન સ્વામી પરમાત્મન્! જે જે પદાર્થની શુભેચ્છામા અમે આપની સહાયતા માગીએ તે તે આપની મહેરબાનીથી સિદ્ધ થાઓ કે જેથી ધનૈશ્વર્યના સ્વામી થઇએ

स नो बंधुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा।
यत्र देवा अमृत मानशानास्तृतीये धामन्न ध्यैरयन्त॥ २६ ॥

હેમનુષ્ય! જે પરમાત્મા આપણને ભ્રાતા સમાન સુખદાયક, સકલ જગતનો ઉત્પાદક, સર્વ કામોને પૂર્ણ કરનાર સાસારીક સુખ દુખથી રહિત, નિત્યાનદ સ્વરૂપ યુકત છે, તે પરમાત્મામાં વિદ્વાનો મોક્ષ પ્રાપ્ત કરીને ઇચ્છા પૂર્વક વિચરે છે તે ઇશ્વિર આપણો ગુરૂ, આપણો આચાર્ય તથા ન્યાયાધીશ છે તેની આપણે સર્વે સદા ભકિત કરીએ

अग्ने नय सुपथाराये अस्मान् विश्वानि देव वयुनानि
विद्वान्। युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्टान्ते नम उक्ति विधेम
॥ २७ ॥

હે સર્વ જગતના પ્રકાશક સુખ દાતા પરમેશ્વર! કૃપા કરીને અમને વિજ્ઞાન અથવા રાજ્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિ કરાવો, અમે પાપ કર્મ ન કરીએ એવી બુધ્ધિ આપો અને અમે આપની હમેશા સ્તુતિ કરીએ એવુ બળ દો.

सर्वात्मा सच्चिदानंदो विश्वादिर्विश्वकृद्विभु भूयात्तमा सहायो
नस्सर्वेशो न्यायकृच्छुचि॥ २८ ॥

સર્વત્ર ગતિ છે જેની તેવા સચ્ચિદાનંદ, વિશ્વકર્તા, વિભુ, સર્વના માલિક, ન્યાયકારી શુધ્ધ પરમાત્મા અમને મદદ કરો

ओं शंनो मित्रा शंवरुण शंनो भवत्वर्यमा

शंन इन्द्रो बृहस्पति शंनो विष्णु रूरूक्रम ॥ २९ ॥

હે મગલદાતા ઇશ્વર! હે સર્વોત્તમ સર્વ વ્યાપક વિષ્ણુ! તમે અમને સુખી કરો કારણકે તમે અમારા પરમ મિત્રો છો

ओं या मेधां देवगणा पितरश्चोपासते । तयमाद्य मेधयाऽग्ने मेधाविन कुरू ॥ ३० ॥

હે પરમાત્મન્! જે બુદ્ધિને લીધે મહાત્માઓ આપને પ્રિય થઈ પડયા છે તે બુધ્ધિનુ અમને પણ દાન દો

ओं भद्रं कर्णेभि श्रृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्रा । स्थिरैरंगैस्तुष्टुवा ंसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायु ॥ ३१ ॥

હે પરમાત્મન્! અમે હમેશા કાનોથી સારૂ સાભળીએ, આખોથી સારૂ જોઇએ અમારે શરીર દઢ રહે કે જેથી અમે સ્થિર ચિત્તે તમારી ભકિત કરવા શકિતમાન થઇએ ભગવાન! આપના સેવક જે વિદ્વાનો છે તેમની સેવા કરવા માટે અમને સો વરસનુ આયુષ્ય આપ અમારૂ આખુ જીવન આપની અને સત ભકતોની સેવા કરીએ એવુ બનાવ એવી આપ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે

ओं सर्वत्रा सुखिन सन्तु सर्वे सन्तु निरामया सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद् दुःख माप्नुयात् ॥ ३२ ॥

હે પરમાત્મા! દરેક પ્રાણીમાત્રને સર્વમય સુખી કર, કલ્યાણમાજ આનંદ રાખ કે દુ:ખ શુ છે તે જાણે નહિ

ओं अभयं नःकरत्यंतरिक्षमभय द्यावा पृथिवी उभे इमे । अभयं पश्चादभयं पुरस्तादुत्तरादधरादभयं नो अस्तु ॥ ३३ ॥

હે પરમાત્મન્! અમને અતરિક્ષ તરફથી, પૃથ્વિ, સૂર્ય, ચંદ્ર વગેરે ગ્રહો તરફથી, અને આગળ પાછળ ઉત્તર, દક્ષિણ, પાતાળ એ સર્વ દિશા તરફથી અભય બનાવો.

अभयं मित्रादभयममित्रादभयं ज्ञातादभयं परोक्षात्। अभयं नक्तमभयं दिवा न सर्वा आशा मममित्र भवतु ॥ ३४ ॥

હે ઇશ્વર ! અમને મિત્ર, શત્રુ, જ્ઞાની, અજ્ઞાની, એ સર્વ તરફથી અભય બનાવી અમારા મિત્રની સર્વ અશા ફળીભુત કરે।

आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम् । आ राष्ट्रे राजन्य शूर इषव्योऽति व्याधि महारथो जायताम् । दोग्ध्री धेनुर्वोढा नड्वानाशु सप्तिः पुरन्धिर्योषा जिष्णू रथेष्ठा सभेयो युवास्य यजमानस्य वीरो जायताम् निकामे निकामे न पर्जन्यो वर्षतु फलवत्यो न ओषधयः पच्यन्ताम् योगक्षेमो न कल्पताम् ॥ सुप्रजा प्रजाभि स्याम् सुवीरो वीरैः सुपोष पोषै ॥ ३४ ॥

હે પરમેશ્વર ! અમારા રાજ્યમા (૧) વિદ્યા તથા તપના તેજવાળા બ્રાહ્મણો પેદા થાઓ (૨) બાણાવળી, દુષ્ટોને શિક્ષા કરનાર, મહારથી, નિર્ભય બળવાન રાજપુત્રો પેદા થાઓ (૩) ગાયો દૂધ આપનારી થાઓ એટલે કે દૂધની નદીઓ વહે (૪) ખુબ ભાર ઉપાડનારા સારા ઉચા બદળ થાઓ કે જેથી આ દેશમા ખેતી સારી થઇ શકે (૫) ઝડપથી ચાલનાર ઘોડા થાઓ (૬) ગૃહકાર્યમા સર્વ રીતે નિપુણ, આજ્ઞાધારી, સુશીલ સ્ત્રીઓ થાઓ (૭) સ્થિર ચિત્તથી દુશ્મનોને સામ, દામ દંડ ભેદથી જીતનાર યુવાન રાજ સભાસદો (ministers) પેદા થાઓ (૮) કર્તવ્ય પરાયણ ધાર્મિક ગૃહસ્થીઓ થાઓ (૯) ગૃહસ્થીઓ ત્યા વીર સતાન (૧૦)અમારી મરજી મુજબ માગ્યો મેહ વરસે (૧૧)સર્વ વનસ્પતિ અમારે માટે ફૂળવાળી થાઓ રસવાળી થાઓ ફૂળ મોટા અને રસદાર પાકો (૧૨)અને છેક છેલ્લી પ્રાર્થના એ કે અમારૂ ચિત આપની ભકિતમા મરણ પર્યંત પ્રેમથી લાગે એવુ બળ અમારામા ઉત્પન્ન કરો

ओ दृते दृंहमा मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम् । मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे । मित्रस्य चक्षुषा समीक्षामहे ॥ ३५ ॥

આદુનીઆના સર્વ પ્રાણી માત્રને મિત્રની નજરથી જોઈએ એવી બુદ્ધિ હે દેવ! અમને આપ

सहना ववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै तेजस्विनावधीतम-स्तु विद्विषावहै ॥ ३६ ॥

હે પરમાત્મન્! અમે હમેશા સર્વ કાર્ય સપીને કરીએ કે જેથી અમારામા તેજનો, બળનો, વીર્યનો વધારો થાય, અને અમે કોઈની પણ પ્રત્યે દ્વેષ રાખીએ નહિ

उपाध्यान् दशाचार्य, आचार्याणां शत पिता । सहस्रन्तु पितृन् माता गौरवेणातिरिच्यते ॥ ३७ ॥

દશ માસ્તરો (ગુરુઓ) બરાબર એક આચાય, સો આચાર્ય બરબર એક પિતા, એક હજાર પિતા, બરાબર એક માતાનુ ગૌરવ ગણાય છે (મનુસ્મૃતિ)

ओं द्यौ शान्तिरन्तरिक्ष शान्ति पृथिवी शान्तिराप शान्तिरोपधय शान्तिः । वनस्पतय शान्तिर्विश्वेदेवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्व शान्ति शान्तिरेव शान्ति सामा शान्तिरेधि । ओ३म् शांति शांति शांति ॥ ३८ ॥

સર્વ સ્થળે શાતિનુજ રાજ્ય ફેલાવો એવો ટુક ભાવ છે આ મત્ર દેખાડી આપે છે કે ભારતવાશીઓને શાતિ ઘણીજ પ્રિય હતી અને હાલ પણ તેમજ છે

॥ अग्नि होत्रम् ॥

વિધિ—એક હુવન કુડ લેવો હુવન કરનારે પૂર્વ દિશાએ મુખ રાખી બેસવુ ઘૃત તથા હુવનની સામગ્રી (ધૂપ) લેવી. એક શુદ્ધ પાણીનો પ્યાલો લેવો સુખડની આર સમિધા લેવી. શુદ્ધ મનથી પવિત્ર થઈ હુવન શરૂ કરવો

નીચેના બે મત્રો વડે અગ્નિ પ્રગટાવવો

ओ३म् भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवी व वरिम्णा। तस्या-स्ते पृथिवी देव यजनि पृष्ठेऽग्निमन्ना दमन्ना द्यायादधे ॥ १ ॥

ओं उद्बुध्यस्वाऽग्ने प्रति जागृहि त्वमिष्टा पूर्ते स ५ सृजेथा मयं च । अस्मिन्त्सधस्थे अध्युत्तरस्मिन् विश्वेदेवायजमानश्चसीदत ॥२॥

નીચેના મંત્રો વડે સુખડની એક એક સમિધા ઘીમાં બોળીને આહુતિમાં આપવી

ओं अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्धवर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधयस्वाहा । ३ ।

(આ વડે એક સમિધા નાખવી)

ओं समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् आस्मिन् हव्या जुहोतन स्वाहा । इदमग्नये इदन्नमम ॥ ४ ॥

ओं सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन। अग्नये जातवेदसे स्वाहा ॥ ५ ॥ इदमग्नये जातवेदसे-इदन्नमम ॥

આ બે મંત્રો વડે એક સમિધા નાખવી

ओं तन्त्वा समिद्भिरंगिरो घृतेन वर्धयामसी। बृहच्छोचायविष्ठ्य स्वाहा । इदमग्नये अंगिरसेइदन्नमम । ६ ।

આ મંત્ર વડે છેક છેલ્લી પણ સમિધા હોમી દેવી

પછી ओं अयन्त॰ નામના ઉપલા મંત્ર નંબર ।૩। વડે પાંચ ઘીની આહુતિઓ પાંચ વાર બોલીને આપવી

પછી અંજલિ (ખોબામાં) પાણી લઇ કુંડની આગળ પાછળ નીચેના મંત્રો બોલી પાણી રેડવું

ओं अदितेऽनुमन्यस्व: ॥ પૂર્વમાં ॥

ओं अनुमतेऽनुमन्यस्व: ॥ પશ્ચિમમાં ॥

ओं सरस्वत्यनुमन्यस्व: ॥ ઉત્તરમાં ॥

ओं देव सवित प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय दिव्यो गंधर्वः केतपू केतन्न पुनातु वाचस्पति र्वाचन्न स्वदतु । ७ ।

દક્ષિણમાં અને ચારે તરફ

નીચેના મંત્રોથી ઘૃતની આહુતિ આપવી

ओं अग्नये स्वाहा ॥ इदमग्नये-इदन्नमम ॥ ઉત્તરમાં ॥

ओं सोमाय स्वाहा ॥ इदं सोमाय--इदन्नमम ॥ (દક્ષિણમાં)

ओं प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये-इदन्नमम ॥ ( મધ્યમાં )

ओं इन्द्राय स्वाहा ॥ इदमिन्द्राय-इदन्नमम ॥ (મધ્યમાં)

હવે ધૂપ પણ સાથે સાથે નાખવા

ओं सूर्यो ज्योतिर्ज्योतिः सूर्य स्वाहा । ओं सूर्यो वर्चो ज्योतिर्वर्चः स्वाहा । ओ ज्योति सूर्य सूर्योज्योतिः स्वाहा । ओं सजूर्देवेन सवित्रा सजूरुषसेन्द्रवत्या जुषाणः सूर्यो वेतु स्वाहा । ओ अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा । ओ अग्निर्वर्चो ज्योतिर्वर्चः स्वाहा । ओं अग्निर्ज्योतिर्ज्योतिरग्नि स्वाहा । ओ अग्निर्ज्योतिर्ज्योतिरग्नि स्वाहा । ओ सजूर्देवेन सवित्रा सजूरात्रेंद्रवत्या जुषाणो अग्निर्वेतु स्वाहा ।

નીચેના મંત્રો વડે પણ આહુતિ આપવી

ओं भूरग्नये प्राणाय स्वाहा ॥ १ ॥ इदमग्नये प्राणाय इदन्नमम ॥

ओं भुवर्वायवेऽपानाय स्वाहा ॥ २ ॥ इद वायवेऽपानाय इदन्नमम ॥

ओं स्वरादित्याय व्यानाय स्वाहा ॥ ३ ॥ इदमादित्य व्यानाय इदन्नमम ॥ ओं भूर्भुव स्वरग्नि वाय्वादित्येभ्य प्राणापान व्यानेभ्य स्वाहा ॥ इदमग्नि वाय्वादित्येभ्य प्राणापान व्यानेभ्य इदन्नमम ॥

ओ आपो ज्योति रसोऽमृतब्रह्मभूर्भु स्वरों स्वाहा ॥ ओं अग्ने व्रत पते व्रतं चरिष्यामि तत्ते प्रब्रवीमि तच्छकेय, तन्मेराध्यताम् । इदमहनृतात्सत्य मुपैमि स्वाहा ॥

વધુ ઘૃતની આહુતિ આપવી હોય તો "ગાયત્રી મંત્ર" અને પ્રાર્થનાના મંત્રો વડે આપવી

ओं यदस्यकर्मणोऽत्यरीरिचयद्वान्युनमिहाकरम् अग्निष्टत्स्विष्ट कृद्विद्यात्सर्वं स्विष्टं सुहुतं करोतुमे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ता हुतीना कामाना समर्धयित्रे सर्वान्नः कामान्त्समर्द्धय स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते इदन्नमम ॥

ओं प्रजापतये स्वाहा । इद प्रजापतये स्वाहा ॥

આટલી આહુતિઓ આપ્યાબાદ નીચેનો મત્ર ત્રણવાર બોલી વધેલુ ઘી તથા ધુપ હોમવો

ओ सर्वं वै पूर्ण ँ स्वाहा ॥

પછી પૂર્વ તરફ બેસી પોતાના થોડા હાથ તપાવી અંગ-સ્પર્શ કરવો

ओं तनूपाऽग्नेऽसितन्व मे पाहि । आयुर्दाऽग्नेस्यायुर्मे देहि । वर्चोदाऽग्नेऽसि वर्चोमेदेहि । अग्ने यन्मेतन्वा ऊन तन्म आपृण तेजोऽसि तेजो मयि धेहि । वीर्यमसि वीर्यं मयि धेहि । बलमसि बल मयि धेहि । ओजोऽस्योजो मयि धेहि । मन्युरसि मन्युं मयि धेहि । सहोऽसि सहो मयि धेहि ।

ओ३म् शांति शांति शांति ॥

---

## ઇશ્વર પ્રાર્થના.

ઓ ! ઇશ્વર ! તુ એક છે, સર્જ્યો તે સસાર<br>
પૃથ્વી, પાણી, પર્વતો, તે કીધા તૈયાર ૧<br>
તારા સારા શોભીતા સુરજ ને વળી સોમ,<br>
તે તો સઘળા તે રચ્યા, જબરૂ તારૂ જોમ ૨<br>
અમને અદકા જ્ઞાન ગુણ, તેનો તુ દાતાર,<br>
ભલે પાપી પ્રાણીઆ, એ તારો ઉપકાર ૩<br>
પાપ કલેશ કકાસ ને કાપ પાપ પરિતાપ,<br>
કાપ કુમતિ કરૂણા કરી, કાપ કષ્ટ સુખ આપ. ૪

## આરતી.

જય જગદીશ હરે, પિતા જય જગદીશ હરે, (૨) ટેક
ભકતજનકે સંકટ (૨) ક્ષણમે દૂર કરે ઓ જય૦
જો ધ્યાવે ફલ પાવે, દુઃખ વિનશે મનકા (૨)
સુખ સંપ્રતિ ઘર આવે, (૨) કષ્ટ મિટે તનકા, ઓ જય૦
માતા પિતા તુમ મેરે, શરણુ ગહુ કિસકી,
તુમ બિન ઓર ન કોઈ (૨) આશ કરૂ કિસકી ઓ જય૦
તુમ પૂરણ પરમાત્મા, તુમ અંતર્યામી (૨)
પરબ્રહ્મ પરમેશ્વર, તુમ સબકે સ્વામી ઓ જય૦
તુમ કરૂણાકે સાગર, તુમ પાલન કર્તા, (૨)
મ મૂરખ, ખલ, કામી (૨) કૃપા કરો ભર્તા ઓ જય૦
તુમ હો એક અગોચર, સબકે પ્રાણપતિ (૨)
કિસ વિધ મિલુ દયામય (૨) તુમકો મે કુમતિ. ઓ જય૦
દીન બંધુ દુઃખ હર્તા, તુમ રક્ષક મેરે, (૨)
કરૂણા હસ્ત બઢાઓ, (૨) શરણ પડા તેરે ઓ જય૦
વિષય વિકાર મિટાઓ, પાપ હરો દેવા, (૨)
શ્રદ્ધા, ભક્તિ બઢાઓ, (૨) સજ્જનોકી સેવા, ઓ જય૦

---

## પ્રભાતીઉ

જાગ્યરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કીરતારને લેને જાણી (ટેક)
નરદેહ નીગમીઓ નીતિ સંભાળવા, આચરે અનીતિ તે અધમ પ્રાણી (જાગ્યરે)
વિશ્વકરતા તણુ દીસે ડહાપણ ઘણુ, સુખકર સરજીઓ સુરજ જેણે,
તેજ ફેલે અતિ વાયુ જીવનતણી, આખ્ય સહુ દેખતી થાય એનો (જાગ્યરે)
ધન્ય દયાળને ધરણી એવી રચી સિદ્ધિ પદારથ મુકિત સારી,
વિવિધ પ્રકાર વનમાહિ વનસ્પતિ, અખિન છે આનંદકારી (જાગ્યરે)
પોષવા સર્વને નીર પેદા કર્યું, વ્યોમ માહિ રચી મેઘમાળા,
ચંદ્ર આકર્ષણે સિંધુ ભરતી ચઢે, જાય એ જુકિતથી વાણુ વાના (જાગ્યરે)
જયોતિમય ચક્ર તુ જોને આકાશમા, દિસતા દિવ્ય અનંત તારા,
તેજ ઉપયોગી છે સર્વ સંસારને, ધન્યરે સૃષ્ટિ સરજનહારા
તાહરો દેહ તુ જોને કેવો કર્યો, અદ્દભુતતા ઘણી છેજ એમા,
સર્વે વિષયો તણુ જ્ઞાન બહુ થાય છે, તત્ત્વ મોટુ કર્યુ ચિત તેમા (જાગ્યરે)
બુદ્ધિયે નિશ્ચય થાય બહુ વારતા એ થકી અધિક ઉદ્યોગ સુઝે
એજ સૃજનારને મુઢ સમજે નહિ, મંદ મતિ મલીન પાખંડ પૂજે (જાગ્યરે)
સરજનહારનુ જ્ઞાન સોહામણુ, સર્વને સમજવા યોગ્ય સારૂ,
છોટમ સદ્ય સંસારથી ઉદ્ધરે, વચન સુવિચારથી ગાન ગારૂ (જાગ્યરે)

# ભારતનો મહિમા.

(આશા ભર્યાં અમે આવિયા મારે વ્હાલે રમાડયા રાસરે—એ રાગ)

અવનિ માહિ ઓપતી ને કાંઇ સત–સુભટ કેરી માતરે–ધન્ય મારી ભારત ભૂમિરે
વિદ્યા–કલાની રૂડી વાટીકાને તારા ગર્ભ રતન–મણિ જાતરે–ધન્ય.
ચરણે મહાનીર ધુવે ને શિર છત્તર હિમાચલ પ્હાડરે–ધન્ય
માથે મુકુટ માથે ધર્યો છે કાશ્મીરી મહા મુલ્યવાનરે–ધન્ય
હૈયે હીરાના હારલારે વહે સિંધુ–ગંગાના નીરરે–ધન્ય
ઉરે ભર્યા શુર દુધડા તે ધાવે શીખ–રજપુત રણધીરરે–ધન્ય
કેડે કટિબંધ મેખનારે વિંધ્ય–આબુગિરિ તણીહારરે–ધન્ય
જમણે ફરકે મારી માવડીરે તારો પાલવડો કચ્છ–ગુજરાતરે–ધન્ય
ડાબી ભુજાએ બેગી ભુગાને ડંકા–વાગે સુદેશ બંગાલરે–ધન્ય
ભારત ભુમિરે મારી ભારત ભુમિરે તારી રિધ્ધિ સિદ્ધિનો નહિ પારરે–ધન્ય
વરસો વરસ તારા આંગણેરે થાય અન્નતણા અંબારરે–ધન્ય
જુવાર–ઘઉં ને બાજરીને વળી ચોખા–કોદ્રાળ નહિ પારરે–ધન્ય
લાખો ખેતરમાં નીપજેરે મારા મોંઘા તે મુનના કપાસરે–ધન્ય
આંબા ગુલાબની વાડીયોને વળી અમુલખ ફુલના ઝાડરે–ધન્ય
રિદ્ધિને સિદ્ધિ તારી એવી ઘણીરે જેનો ગણતા ન આવે પારરે–ધન્ય
સારા જગતની સંપત્તિરે આગણીએ એકઠી જણાયરે–ધન્ય
ભારત ભુમિરે મારી તીર્થ ભૂમિરે તારાપુણ્ય તણો નહિ પારરે–ધન્ય
તેતરીશ કોટી અતિ મંદિરે તારા ખોળામાં ખેલતા બાળરે–ધન્ય
આર્ય–મુસલમાન પારસી તે મારી માડીના જાયા વીરરે–ધન્ય.
સંપે મળીને એક સાથે અહો તારી સેવા કરે મહાધીરરે–ધન્ય
સ્વામી દયાનંદ, ગુરૂ ગોવિંદ, રામમોહન, વિવેકાનંદરે–ધન્ય
ધર્મના સુધારમાં અર્પી ગયારે નિજ કાયા તે આનંદ કંદરે–ધન્ય
દેવ સમા દીકરા દાદા થયા ને વળી કર્મવીર ગોખલે મહાનરે–ધન્ય
વિધ વિધ વિઘ્નો ટાળી ગયાને તારા વિશ્વે વધાર્યા માનરે–ધન્ય
આજેય દેશભક્ત એવાઅનેક તારા ચરણે ખડા માડીરે–ધન્ય
દખ્ખણમાં દીકરો તિલક રમયો ને વીર ગાંધી છે કાઠિઆવાડરે–ધન્ય
ભુમિ પંજાબમાં રાખી છે નેક ટેક લાલા તે લાજપતિરાયરે–ધન્ય
સુરેન્દ્ર કેસરી ગાજી રહ્યો છે બંગદેશે મહા મતિ માનરે–ધન્યરે
લાખો કરોડો આવા સાધુ–સપુત તારી રક્ષા કરે મારી માયરે–ધન્ય
સુખદુઃખ ઉર કાંઇ લેખે નહિ ને તારી ભકતિના દિવ્ય ગીત ગાયરે–ધન્ય
અમર તપોરે માત અમર તપોરે તારા બેટાનો નામ મહિ માયરે–ધન્ય
આનંદ વિજય હરીશ કર સદાય શુભ 'સ્વરાજય' વાયુ આજ વાયરે–ધન્ય

# ઈનામ રૂ. ૧૦૧)

નવી શાળાના માસ્તર નહ્શાકર હેન્ડબીલદ્વારા જણાવે છે કે વેપારને લગતી દેશદેશાવરની માહિતી આપવામાં આવે છે તો તેણે હમારી સાથે ભાગમાં દુકાન ખોલેલી તેમાં બે વરસમા રૂ। ૨૦૦૦) ખોટ બતાવી. પાકુ નામુ મહેતાજી લખે વરસ આખરના હવાલા, જમાખર્ચો હમે નાંખીએ એવું બધુ જ્ઞાન! જોવું હોય તેઓને ચોપડા બતાવવામા આવશે.

નામાનુ જ્ઞાન અને પ્રમાણપત્ર તો કુદકે ભુસકે ઉછાળા મારે એટલે પાચ છોકરાઓ નેની શાળામાથી હમારી શાળામાં આવેલા તેઓને ખોટુ શીખવાઇ જાય. બાબત ઠેકાણા વગરની લખાવાય, અને ખરી મીતિ લખે તો દેશાવરવાળાના ખાતાં મળી જાય' હમારી છપાવેલી વ્યાજગુરૂ અને હુંડીશિક્ષકમાંથી અને હમારાં શીખવેલા (ફફડાવેલા) ચોપડાંઓ ઉપરથી શીખવાય જાય' તેના નમુના જેમને જોવા હોય તેમને બતાવવામા આવશે.

ઇનામ—નવી શાળાના માસ્તરે મુબઈ તેમજ સુરત વગેરે કોઇ ઠેકાણે સરાફ (કમીશન એજન્ટ)ને ત્યા પાકા નામાનુ કામ કરેલુ સિદ્ધ કરી આપશે અને પાતી પાડી ડબલ ટ્રેબલ રીતે મુબઈ અને સુરતના ઘણી જાતના હિસાબો, નામા ડબલ રીતે ખરાં (ખોટાં નહિ') જમાખર્ચો, હવાલા, કરકસરના નામા, મુબઈના સરાફના મીતિવાર ડબલ નામા, વરસ આખરે ખાતાની માંડવાળ કરી કાચા પાકાં સરવાયાં કાઢી શીખવ્યુ છે તે બતાવી આપશે તો ઇનામ રૂા ૧૦૧ આપવામા આવશે

અરે ભાઇઓ' કહાં રાજા ભોજ અને કહાં ગાંગો તેલી? હમારાં નામાના જ્ઞાનની ખરી કદર તો ઇનામ અને છપાવેલ બુકમા છે.

આવતા નુતન વરસથી ગરીબોના છોકરાઓને અરધી ફીથી ભણાવવામા આવશે.

નવીટર્મ–શ્રાવણ સુદ ૧ થી શરૂ થશે.

રાત્રિશાળા શ્રાવણ સુદ ૧ થી શરૂ થશે.

તળાવ અને નદી કાંઠે બગલો મહાન ભક્ત દેખાય છે.

જુની વરસ ૧૩ ની સરાફી નામાની શાળાના માસ્તર,

ઠે૦ રાણીતળાવ,
સુરત.

ઝીણાભાઈ નીછાભાઇ

ગુજરાતી, અંગ્રેજી અને બાળબોધ

સસ્તુ અને સુંદર વિવિધ

જાતનું રંગબેરંગી

# કળામય
# છાપાકામ

ફક્ત એકજ વખતનો અનુભવ

તમોને હંમેશ માટે ખાત્રી આપશે.

" कलामय प्रीन्टींग वर्क्स "

ખાંડ બજાર સુરત.

માલીક:—ભદ્રશંકર મંછારામ ભટ્ટ